5

# મહેનતની મોસમ

નાથાલાલ દવે

જન્મ : 3-6-1912, મૃત્યુ : 25-12-1993



નાથાલાલ ભાણજી દવેનો જન્મ અમરેલી જિલ્લાના ભુવા ગામમાં થયો હતો. શિક્ષણક્ષેત્રે શિક્ષક, આચાર્ય તેમજ શિક્ષણાધિકારી તરીકે તેમણે પોતાની સેવાઓ આપી હતી. 'કાલિંદી', 'જાહ્નવી', 'અનુરાગ', 'પિયાબિન' એમના નોંધપાત્ર કાવ્યસંગ્રહો છે. નર્મમર્મ અને કટાક્ષજનિત હાસ્યથી ગુજરાતી કવિતાને તેમણે સમૃદ્ધ કરી છે. રમ્ય શબ્દચિત્રો, ભાવનું માધુર્ય, છંદો, ગેયઢાળો પરનું માધુર્ય એમની કવિતાનો વિશેષ છે.

કવિએ પાક લણવાની ઋતુને 'મહેતનની મોસમ' કહી છે. વરસાદ પછી કુદરત સોળે કળાએ ખીલી ઊઠે છે. વરસાદ સારો થાય ને પાક સારો ઊતરે તો શ્રમજીવીઓના જીવનમાં કેવો ઉલ્લાસ પ્રગટે છે તેની સરસ અભિવ્યક્તિ આ કાવ્યમાં જોવા મળે છે.

સોનાવરણી સીમ બની
મેહુલિયે કીધી મ્હેર રે
ભાઈ ! મોસમ આવી મહેનતની.
નદિયુંનાં જલ નીતર્યાં
લોકોમાં લીલાલ્હેર રે... ભાઈ ! મોસમ૦



લીલો કંચન બાજરો

ને ઊજળો દૂધ કપાસ રે... ભાઈ ! મોસમ૦

જુવાર લોથે લૂમેઝૂમે

ને હૈયામાં હુલ્લાસ રે... ભાઈ ! મોસમ૦

ઉપર ઊજળા આભમાં

કુંજડિયુંના કિલ્લોલ રે... ભાઈ ! મોસમ૦

વાતા મીઠા વાયરા

ને લેતા મોલ હિલોળ રે... ભાઈ ! મોસમ૦

લિયો પછેડી દાતરડાં

આજ સીમ કરે છે સાદ રે... ભાઈ ! મોસમ૦

રંગેસંગે કામ કરીએ

થાય મલક આબાદ રે... ભાઈ ! મોસમ૦

લીંપીગૂંપી ખળાં કરો

લાવો ઢગલેઢગલા ધાન રે... ભાઈ ! મોસમ૦

રળનારો તે માનવી

ને દેનારો ભગવાન રે... ભાઈ ! મોસમ૦

## શબ્દસમજૂતી

**સોનાવરણી** - સોના જેવા રંગવાળી **મોસમ** - ઋતુ **નદિયું** - નદીઓ (સૌરાષ્ટ્રમાં બહુવચનનો પ્રયોગ) **નીતર્યાં** - ચોખ્ખાં **લીલો કંચન** - સંપૂર્ણ લીલો, તાજો અથવા સોના જેવો મૂલ્યવાન **લોથો** - જુવારનું કણસ **હુલ્લાસ** - ઉલ્લાસ, કશુંક ગમતું માણવાનો સમૂહનો તરવરાટ **કુંજડિયું** - એક પ્રકારના પક્ષીનું નામ; કુંજડી **કિલ્લોલ** - આનંદ **હિલોળ** - ઝૂલવું તે **પછેડી** - ઓઢવા, પાથરવા, પાક બાંધવા માટે વપરાતું ચાદર જેવું જાડું કપડું **દાતરડાં** - પાક કાપવા, લણવા માટેનાં ઓજાર **મલક** - પ્રદેશ **ખળાં** - કણસલાં ગૂંદીને કે ઝૂડીને અનાજ કાઢવાની જગા **રળનારો** - કમાનારો

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) કવિએ કઈ મોસમને 'મહેનતની મોસમ' કહી છે ? ☐

(ક) લણવાની (ખ) વસંતઋતુની (ગ) ચોમાસાની (ઘ) શિયાળાની

(2) વરસાદ વરસ્યા પછી સીમ કેવી બને છે ? ☐

(ક) કંકુવરણી (ખ) સોનાવરણી (ગ) ઘઉંવરણી (ઘ) રક્તવરણી

(3) કિલ્લોલ કોણ કરે છે ? ☐

(ક) ચકલીઓ (ખ) પંખીઓ (ગ) મોર (ઘ) કુંજડિયો

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(1) 'મહેનતની મોસમ' કાવ્યના કવિનું નામ જણાવો.

(2) લોકોના હૈયામાં શા માટે આનંદ છવાઈ ગયો છે ?

(3) સીમ કોને સાદ કરે છે ?

(4) સીમમાં શું શું લઈ જવા કહ્યું છે ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) 'સીમ સાદ કરે' એટલે શું કરે ? શા માટે સાદ કરે ?

(2) લીંપી-ગૂંપીને ખળાં શા માટે કરવાં પડે ?

(3) મલકને આબાદ કરવા કવિ શું સૂચવે છે ?

**2. ઊજળું દૂધ જેવું, લીલું કંચન જેવું – આ શબ્દપ્રયોગો પર ધ્યાન આપો. નીચેના શબ્દો માટે આવા શબ્દપ્રયોગો આપો.**

- સફેદ .................... જેવું
- કાળું .................... જેવું
- રાતું .................... જેવું
- મીઠું .................... જેવું
- કડવું .................... જેવું
- કૂણું .................... જેવું

**3. નીચેના શબ્દોનો વાક્યપ્રયોગ કરો :**

(1) સીમ (2) નદી (3) આભ

(4) મોલ (5) મલક (6) રળનારો

**4. નીચેની કાવ્યપંક્તિઓનો ભાવાર્થ લખો :**

(1) સોનાવરણી સીમ બની
મેહુલિયે કીધી મ્હેર રે ....

(2) રંગેસંગે કામ કરીએ
થાય મલક આબાદ રે ....

**5. 'ખેતીનું મહત્ત્વ' વિશે પાંચ-સાત વાક્યો લખો.**

**પ્રવૃત્તિઓ**

- વર્ષાગીત અંક, કૃષિગીત અંક અને ઋતુગીત અંક તૈયાર કરો.
- આ કાવ્યને કંઠસ્થ કરી કાવ્યપઠન કરો.